# "બાળસેના"

## નાં મૂળતત્વો.

ઇંગ્રેજીમાંથી અનુવાદ કરી છપાવી પ્રસિદ્ધ
કરનાર ખેડા જીલ્લાની બોયસ્કાઉટ કમીટી.
ખેડા.

સને ૧૯૨૨.

આવૃત્તિ ૧ લી. કોપી [illegible]

શ્રીજૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ
અમથાભાઇએ છાપી. ઠે. રીચીરોડ—અમદાવાદ.

કીમત



# સ્કાઉટ વ્રત :

૧ સર્વદા (સ્વમાનથી) હું મ્હારો બનતો પ્રયત્ન કરીશ.

૨ પ્રભુ પ્રત્યે અને રાજા પ્રત્યે મ્હારી ફરજ અદા કરીશ.

૩ હું ગમે તે દેશકાળમાં અન્યને મદદ કરીશ.

૪ હું પ્રાણાન્તે સ્કાઉટ કાયદા પાળીશ.

# પ્રસ્તાવના.



આધુનિક સમયમાં દુનીયાના સર્વ દેશોમાં અને સર્વે લોકોમાં લોકપ્રીય લોકોપયોગી, વખાણવા યોગ્ય કોઈ પણ સંસ્થા હોય તો તે બાલ-ચાર મંડળજ છે. આ સંસ્થાનો હેતુ સામર્થ્યવાન, વ્યવહારકુશળ, પ્રમાણીક પરગજુ, રાજ્યોપયોગી ઉત્કૃષ્ટ નાગરિકો બનાવવાનો છે.

આ સંસ્થા હસ્તીમાં આવ્યાને પુરાં બાર વર્ષ થયાં નથી એટલામાં તો વર્ષાઋતુની અંદર જેમ વાદળાં નભ છાઈ નાંખે છે તેજ પ્રમાણે આ સંસ્થા દુનીયા ઉપર સપાટાબંધ પ્રસરી ગઈ છે. આ સંસ્થા બાળકોનું ચિત્ત આકર્ષવામાં વધારે ફતેહમંદ નીવડી છે.

સર્વ દેશોમાં પહેલેથી ચાર (Scouts) મંડળો હતાંજ પણ તેમાં નાનાં બાળકોને બદલે મોટા માણસો મનુષ્યકલ્યાણુજ ઉત્કૃષ્ટ લાગણીથી કામ કરતા હતા. ભારત વર્ષમાં ઘણે ભાગે ક્ષત્રિય વર્ગ આ કામ કરતો હતો. ભારતવર્ષના જુના વખતના ક્ષત્રિયોના અને યુરોપ દેશના નાઈટસના ગુણો તથા તેમનાં વ્રતો બાલ ચાર સંસ્થા દ્વારા બાળકોમાં ઉતારવામાં આવે છે. આ સંસ્થામાં મોટા ગુણ અતિ ઉત્તમ અને વખાણવા યોગ્ય છે તે એ જે કે

બાલ ચાર મંડળનો કોઈ પણ ચાર દુનીયાના બીજી બાલ ચારના મંડળના ચારને ભાઈ સમાન ગણે છે અને તેને દરેક બનતી મદદ કરે છે.

યુદ્ધમાં જેમ ચારો હોય છે તેજ પ્રમાણે બાળ ચાર શકતી સમયના ચારો કેળવે છે જે પોતાના દેશને અને સામાન્ય પ્રજાવર્ગ અતિ ઉપયોગી થઈ પડે છે.

દરેક દેશનો આધાર ભવિષ્યમાં મહાન નીવડનાર હાલનાં નાના બાળકો ઉપર રહેલો છે. અને બાલ ચાર મંડળ ( Boy Scouts organisation ) એટલે બાળકોને પ્રત્યક્ષ શિક્ષણ સંપાદન કરાવે તેવી સંસ્થા તે બાળકોને કેળવી દેશના સાચા સ્વમાન જાળવનાર, દેશાભિમાની, પરગજુ નાગરિકો બનાવાનો છે.

બાલ ચાર મંડળો સ્થાપવાનો પહેલો વિચાર ઇંગ્લાંડના સર રોબર્ટ બેડન પોવેલને દક્ષિણ આફ્રીકાના મેફેકીંગ શહેરને શત્રુઓએ ઘેરો ઘાલ્યો હતો તે વખતે તે શહેરના યુવક વર્ગે જે અમુલ્ય સેવા બજાવી હતી તે જોઈ આવ્યો હતો. ત્યાર પછી તેમણે પોતાની જીંદગી આ કામમાં અર્પણ કરી અને બાલ ચારનો ફેલાવો આપી દુનીયાના સુધરેલા દેશોમાં કર્યો જેથી તે દેશોને અસંખ્ય ફાયદાઓ થયા છે.

વળી બાલ્યાવસ્થામાં નાનાં બાળકોને અવળે રસ્તે દોરવાઇ જવાની અનેક લાલચો હોય છે. પણ આ સંસ્થામાં તેવા બાળકો દાખલ થવાથી ગમ્મત સાથે જ્ઞાન મેળવી મોટી વયે દેશને ઉપયોગી થઈ પડે છે. આ ઉપરાંત આ સંસ્થા બાળકોને જુદા જુદા ઉપયોગી ધંધા શીખવાડે છે જેથી તે મોટી વયે પોતાના પગપર ઉભો રહી કામ કરી પોતાનો નિર્વાહ કરી શકે છે અને દેશોપયોગી કામ પણ કરે છે.

આથી આ સંસ્થાનો ફેલાવો દુનીયાના હરેક ભાગોમાં થવાને બિલકુલ વાર લાગતી નથી. અને આ સર છે કે આપણા જીલ્લામાં આ સંસ્થા દાખલ થાય તો લેખક પોતાની મહેનત સફળ થઈ છે આશા માનશે.



# બાળસેના.



સામાન્યતઃ યુદ્ધના પ્રસંગે સૈન્યના મોખરે જઇ તથા ગમે તેવા જીવલેણ સંકટો વ્હોરી શત્રુઓની હીલચાલ વિષેની બાતમીથી સેનાપતિને માહિત કરવા જે હોંશીયાર અને ચકોર યોદ્ધાને પસંદ કરવામાં આવે છે ત્હેને 'સ્કાઉટ' અથવા ગુપ્તચાર કહેવામાં આવે છે.

લડાઈના સ્કાઉટ્સ ઉપરાંત શાન્તિના સમયમાં પણ સ્કાઉટસ હોય છે. તેઓ પણ ત્હેમના જેવા શૂરા અને સર્વ પ્રકારે પ્રવીણ હોય છે. શબ્દની સત્ય વિવક્ષામાં તેઓ સાચા પુરૂષો છે. તેઓ જંગલમાં ગમે ત્યાં રખડે છે, પોતાનો રસ્તો ગમે તે પ્રકારે કાઢે છે અને ન્હાની સંજ્ઞાથી તથા પગલાંથી સત્ય અર્થ સમજી શકે છે. ડાકટરો ન મળી શકે એવા સ્થળોમાં પોતાના શરીરની તંદુરસ્તી સાચવી શકે છે. તેઓ ઘણા મજબૂત, ચંચળ અને સંકટ સમયે અડગ અને અવિકારી હોય છે. પોતાની જાત કોઇને પણ સહાયભૂત થાય તો તેઓ કૃતકૃત્ય

થયા માને છે. તેઓને પોતાની જાતની પરવા હોતી નથી અને ગમે ત્યારે ગમે ત્હેના રક્ષણાર્થે સમર્પવા સંકોચ પામતા નથી. પોતાનું કામ પાર પાડવા તેઓ અંગત ઈચ્છાઓ અને અનુકૂલતાઓ જતી કરે છે. આ સર્વ તેઓ પોતાની સીદ્ધયર્થે પોતાના કૌટુમ્બિક કલ્યાણાર્થે કરતા નથી પરન્તુ પોતાની રાજ્ય રાજા અને પ્રજા તરફની ફરજ અદા કરવા આદરે છે.

ઉપરોક્ત જીવન ઘણુંજ પ્રશસ્ય અને ગ્રહણ કરવા યોગ્ય છે; પરન્તુ બચપણથીજ કેળવાયા વિના એવું જીવન અંગીકૃત કરવું અશક્ય છે. સારા સ્કાઉટસ નીવડવા આપણી બાલ્યાવસ્થામાં સ્કાઉટીંગની કેળવણી લેવી જરૂરની છે. ગમે તે પ્રકારના જીવનમાં—ભલે એ સૈન્યની અંદર યોદ્ધાનું હોય યા કોઈ મ્હોટા શહેરમાં વ્યાપારી તરીકે હોય પણ સ્કાઉટીંગ ઘણુંજ ઉપયોગમાં આવે છે.

ત્હમારા વ્યવહારમાં તથા સાંસારિક જીવનમાં ઉપયોગી થઇ પડે એવી સ્કાઉટીંગની વિદ્યા કેવી રીતે શીખાય તે હવે ત્હમને હું જણાવીશ. હું ધારૂં છું કે તે શીખવું ઘણું સ્હેલું અને રસિક છે. બાલસૈન્યમાં જોડાવાથી પણ એ શીખી શકાય છે.

સ્કાઉટીંગના કાયદા અને જરૂરીઆતોનો મ્હાવરો— અભ્યાસ હોય ત્હેને એ બહુ મુશ્કેલ નથી. ગમે તેવું દુર્ઘટ કામ હોય પરન્તુ હુકમ કર્યો કે તુરત તે ફરજ

બજાવવા તૈયાર હોય છે. પરન્તુ જે માણુસને અભ્યાસ ન હોય તે એ કામ કરવા મનકાર કરશે અને પોતાના મિત્રમંડળમાં બાયલો તથા હીચકારો ગણાશે.

સ્કાઉટસની અંદર છથી આઠ છોકરાઓની ટુકડીઓ પાડવામાં આવે છે. એવી બે ટુકડીઓ મળીને સૈન્ય બને છે, આ સૈન્યને બાલ સેનાપતિઓ હોય છે. આ બધું ટ્રુપ એક અગ્રણીના હાથ નીચે હોય છે. ત્હેને સ્કાઉટ માસ્ટર કહેવામાં આવે છે. લશ્કરની અંદર વાત્ટો પકડનાર–સારજન્ટ મેજોર અથવા નિશાળના શિક્ષક જેવો આ હુકુમત ચલાવનાર હોતો નથી. પરન્તુ બધાનો મ્હોટો ભાઈ હોય ત્હેવી રીતે વર્તે છે. તે સહુને રમતગમતમાં તથા ખાનગી કાર્ય વ્યવહારમાં મદદ કરવા તૈયાર હોય છે.

જ્યારે ત્હમે ટ્રુપની અંદર જોડાઓ ત્યારે ત્હમને 'ટેન્ડરફુટ' અથવા 'લઘુપગા' એવું અભિધાન મળે છે. ત્યાં ત્હમે મુખ્ય કરીને સ્કાઉટ કાયદા શીખો છો. ત્યાર પછી જુદી જુદી જાતની ગાંઠો વાળતાં શીખવાડે છે. આ ગાંઠો બહુજ ઉપયોગી હોય છે તેની અંદર ઘરના મજલા ઉપરથી માણુસ ઉતારવું હોય તો કેવી રીતે ગોઠવાવવી. લીસા થાંભલા ઉપર કેવી રીતે દોર બાંધવું. લાંબુ દોરડું હોય તેને કાપ્યા સીવાય કેવી રીતે

ટુંકું કરવું. બીનાં દોરડાં જુદી જુદી જાતની જાડાઈનાં હોય તો કેવી રીતે સાંધવાં વિગેરે શીખવાડે છે.

આ ઉપરાંત વાવટા વતી અંગ્રેજી બારાખડીના ૨૬ અક્ષર કેવી રીતે દુર ઉભેલા માણસને મોકલવા અથવા તેની પાસેથી સમજતાં શીખવાડે છે. વળી સ્કાઉટની છુપી સંજ્ઞાઓ શીખવાડે છે જે બહાર જંગલની અંદર અથવા શહેરની અંદર ફરવા જતાં એક બીજા સ્કાઉટને બહુજ ઉપયોગમાં આવે છે. અને જ્યારે ત્હમે બરાબર કસાઓ છો ત્યારે ત્હમને સ્કાઉટ વ્રત લેવડાવવામા આવે છે, સ્કાઉટ વ્રત કેવું હોય તે ત્હમે મુખ પૃષ્ટે વાંચ્યુ હશે.

દરેક ટુકડીનું નામ કોઈ પ્રાણીના નામ ઉપરથી પાડવામાં આવે છે. તે પ્રાણીના જેવો અવાજ કરી પોતાની ટુકડીના માણુસ સાથે વાતચીતનો સંબંધ રાખી શકે છે.

સ્કાઉટવ્રત તમને વફાદાર, માયાળુ અને ઉમંગી રહેવાનું ફરમાન કરે છે.

"તૈયાર રહો" એવું દરેક સ્કાઉટનું જીવનસૂત્ર હોવું જોઇએ.

સારા સ્કાઉટ નીવડવાને નીચેની સર્વ બીનાઓથી વાકેફગાર હોવું જોઇએ.—

શીકારીત્વ—જગતના વિકટ રસ્તાઓના ભોમીયા થવું

જોઈએ; તથા પશુ પક્ષીની ટેવો વિષે બધું જાણવું જોઈએ.

સફર—સ્કાઉટસે ખુલ્લા મેદાનમાં પડી રે'તાં, તમ્બુ ઠોકતાં તથા ઉપાડતાં દેવતા સળગાવતાં, ખાવા કરતાં અને અજાણ્યા દેશમાં રાત્રિએ વા દીવસે પોતાનો માર્ગ શોધી કહાડતાં શીખવું.

આવી જાતની કસોટીમાંથી ઘણાજ થોડા પસાર થાય છે; ત્હેનું કારણ એટલુંજ કે ત્હેમને મ્હોટા શહેરોમાં રહેતાં સુઘડ ઘરો અને સુવ્યવસ્થિત અને ચોકખી સુવાની ઓરડીઓ મળી શકે છે. ત્હેમનો ખાવાનો ખોરાક તૈયાર મળે છે. અને તાગડધિન્ના કરે છે.

---

## શૌર્ય.

પ્રાચીન સમયમાં 'નાઈટસ' બ્રીટનના સ્કાઉટરૂપ હતા ત્હેમના કાયદા આપણા સ્કાઉટના કાયદાને મળતા હતા........સ્વમાનની લાગણી ત્હેમનામાં બહુ સતેજ જુઠું બોલવું કે ચોરી કરવી એવું હીચક કાર્ય કોઈ દિવસે અસિધાર પર હોવા છતાં તે કરતા નહી. ત્હેમના રાજના ધર્મના અને સ્વમાનના રક્ષણાર્થે તેઓ જાનની પરવા રાખતા નહિ.

નાઈટની ટુકડીના માણસો ત્હેને જાડ.પાતળી દેગામાં

જાગી રહતા અને ત્હેમના અગ્રેસરની ભાવનામાં એકમત હતા. આવા નાઈટસો કે જેઓએ ક્ષુદ્ર–લઘુ બ્રીટનને કેન્દ્ર-સ્થાન અપાવ્યું છે. વડીલો ને પુર્વજોનાજ પગલે ચાલ-વામાં આપણું શ્રેયઃ સમાયલું છે.

આપણો એક મુખ્ય કાયદો છે કે રોજંદા કોઇપણ માણુસને ઓછામાં ઓછું એક સુકૃત્ય કરવું. જો એકાદ દિવસ કદાચ કોઈ કારણુસર ન બની શકશે તો બીજા દિવસે બે પરોપકારી કામ કરવાં.

ગરીબની ધર્માદા પેટીમાં બે ચાર આના નાખવા, વૃદ્ધ સ્ત્રીને શેરીમાં સહીસલામત મૂકી આવવી, કોઇને માટે જગા કરવી અથવા ભૂખ્યાતરસ્યાને અન્નપાણી આ-પવું. સ્કાઉટને એક સુકૃત્ય કરવું પડે છે, અને તે ન કરે ત્યાં સુધી તેના ગળાના રૂમાલ (Neck–Kerchief) ની ગાંઠ છોડતા નથી.

બાલચાર (સ્કાઉટસ) નાના છોકરાઓ હોવાથી તે-મની પાસે પૈસાની મદદ કરવા પુરતા પૈસા હોતા નથી પણુ પૈસા વગર લોકોને ઘણી મદદ થઈ શકે છે. જેવી કે અશક્ત માણુસને રેલવે સ્ટેશનપર ટીકીટ લાવી આ-પવી. તેને ગાડીમાં બેસાડવો. પ્લેટફોર્મપર કેળાનું છોડું પડયું હોય અને તેથી લોક લપસતા હોય તો તે કાઢી નાંખવું અગર રસ્તામાં કાચના કડકા પડ્યા હોય તો તે દૂર ફેંકી દેવા. માંદા માણુસને દવાખાનામાંથી દવા લાવી

આપવી, અજાણ્યુ માણુસને કાગળ લખી આપવા અગર ભુલા પડેલા બાળકને તેને ઘેર પહોંચાડવું જોઈએ.

આગ લાગે તે વખતે બંબથાણે ખબર આપવી. અને આગ લાગેલા ઘરમાંથી માણુસ–જનાવર વિ. બચાવવા પ્રયત્ન કરવા અને તેમાં ઈજા પામેલા માણુસોની તુરત સારવાર વિ. હજારો જાતની ફરજો બજાવવાની છે. એ બધું પરોપકારનું કામ છે, પરન્તુ તે સર્વ ફલની ઇચ્છા રાખ્યા સિવાય કરવું જોઇએ.

જીવરક્ષા અને સહનશીલતા બધા સ્કાઉટસની જરૂરીઆતીનાં આવશ્યક અંગ છે.

ખરેખરા મજબૂત, નીરોગીને સ્કાઉટ કાયદા પાળવા લાયક થવુ હોય તો કસરત તથા કેળવણીની ( સ્કાઉટીંગની ) ખાસ જરૂર છે. સૂતી વખતે બારી બારણાં ઉઘડાં રાખવાં. ગુંગળી મરાય એવી હવા, સુંવાળું સુવાનું અને જરૂર સિવાયના—વધારાના કામળા, એ સઘળું વર્જ્ય છે. નાકેથી શ્વાસ લેવો જોઇએ. શ્વાસ લેવામા મોંઢાનો ઉપયોગ કોઈ દિવસ ન કરવો.

દારૂ પીનારા અથવા બીજાં કોઈ વ્યસનના ગુલામ થઈ રહેલા સ્કાઉટીંગ માટે નાલાયક છે. બીડી પણ પીવી ન જોઇએ. બીડી પીવાથી આંખોનુ તેજ ઘટે છે અને

માણુસને નબળો ને બાયલો બનાવે છે. ઘ્રાણેન્દ્રિય બહુ અનુપયોગી થઈ જાય છે.

---

## દેશાભિમાન.

સર્વ લાગણીઓ કરતાં સ્વદેશાભિમાનની લાગણીને હૃદયમાં પ્રધાનપદ મળવું જોઇએ. રાજ્યને અમસ્તાં છોકરાં કાંઇ ઉપયોગમાં નહિ આવે પરન્તુ તે સ્કાઉટીંગમાં એ છોકરાંઓને જોડવામાં આવે તો તેઓ અપૂર્વ ઉપયોગનાં થઇ પડે. લડાઇને સમયે સમાજ સેવાનાં કેવાં ઉમદા કામ કરે છે તે સર્વ જાણે છે. આનંદનું નિર્ગમ જાણીને સર્વ કોઇએ સ્કાઉટીંગમાં જોડાવું જોઇએ નહિ પરન્તુ પળે પળે દેશસેવાને માટે આપણે લાયક થઇએ છીએ એમ જાણવું. આવી સ્વદેશસેવાની લાગણી હરેક છોકરાએ—માતૃભૂમિનું લૂણ હલાલ કરનાર હરેકે પોષવી જોઇએ.

બાલસૈન્યમાં જોડાયા પછી છોકરાઓએ નીચેના કાયદા પાળવા જોઇએ.

---

## સ્કાઉટના કાયદા.

(૧) સ્કાઉટ હમેશાં સાચું બોલે છે. એટલે જે તે કરે તે માનવું જોઇએ.

(૨) સ્કાઉટ વફાદાર છે.

(૩) બીજા માણુસોને ઉપયોગી થઈ પડવું અને મદદ કરવી એ સ્કાઉટની ફરજ છે.

(૪) સ્કાઉટ હરેકનો મિત્ર છે. અને બીજા સ્કાઉટ ગમે તે નાત જાતના હોય તો પણુ તેનો ભ્રાતા છે.

(૫) સ્કાઉટ વિનયી છે.

(૬) સ્કાઉટ પશુ પક્ષિનો મિત્ર છે.

(૭) સ્કાઉટ પોતાના ઉપરીનો હુકમ જરાપણુ આંચકા વિના માથે ચડાવે છે.

(૮) ગમે તેવે સંકટ સમયે સ્કાઉટ આનંદી રહેછે અને શીસોટી વગાડે છે.

(૯) સ્કાઉટ કરકસરથી કામ કરે છે.

( ૧૦ ) સ્કાઉટ મન વચન અને કર્મમાં શુદ્ધ હોય છે.

સ્કાઉટે પોતાની અનુકુલતા, સરળતા અને સલામતીની જોખમે બીજાને મદદરૂપ થવું. સંકટની અંદર બે ત્રણુ સાથે લાગાં કામ ત્હેની સમક્ષ આવી ઉભે તો તે વખતે ત્હેણે પોતાના હૃદયને સવાલ કરવો કે ‘ કયું કાર્ય કરવાથી જનહિત થાય એમ છે ? ’ અને એવું હિતકર કાર્ય તે સમયે કરવું.

સ્કાઉટ સર્વનો મિત્ર છે અને બીજા સ્કાઉટનો

ભ્રાતા સમાન છે. બીજા સાથે સજાતીય વિજાતીય ભેદ ન રાખવા. વિનયથી તથા નમ્રતાથી વર્તવું. જરાપણ આંચકો અથવા આશંકાયા વિના માતાપિતાનો, સેનાપતિનો તથા સ્કાઉટ માસ્ટરનો હુકમ માથે ચઢાવવો. સંકટ સમયે ના ઉમેદ ન થવું. ત્હેણે સર્વ વ્યવહાર કરકસરથી ચલાવવો અને જે પૈસા બચે તે બેન્કમાં થાપણ મૂકવા જેથી વૃદ્ધાવસ્થામાં કે અશક્ત વેળાએ કામ લાગે.

સ્કાઉટ મન, વચન, કર્મમાં દુરસ્ત હોવો જોઇએ.

---

## ખુલ્લા મેદાનમાં વસવાટ.

સ્કાઉટીંગનું સારૂ કામ જો પ્રાપ્ત કરવું હોય તો ગામેગામ ફરવું અને અશક્ત અને અનાથને સહાયભૂત થવું. આ કામ કરતી વખતે સ્કાઉટે છાપરા હેઠળ સુવું ન જોઇએ, પરન્તુ ખુલ્લા મેદાનમાં જમીન ઉપર સૂઈ રહેવું. જ્યારે હવા બગડી હોય ત્યારેજ ત્હેણે કો'ડ કે એવી કોઈ સુંવાળી ઘાસની ગંજી ઉપર સૂઇ રહેવું.

બહુધા ત્હમારે ત્હમારી પાસે એક નકશો રાખવો જેથી આવતાજનારને વારંવાર રસ્તો પુછવો પડે નહિ. એક પરોપકારનું કામ તો ત્હમારે નિત્ય કરવું તે ઉપરાંત જે ખેડુતો ત્હમને ત્હેમની છાપરીઓ આશ્રયાર્થે આપે ત્હેમને કોઈ પણ રીતે મદદ કરવી. દેશમાં નીપ-

જતી વિ.વિધ વસ્તુઓનું બારીકીથી અવલોકન કરવું. મુ-સાફરી દરમ્યાન બધા રસ્તાઓના ભોમીયા થવું અને દેશનો એક નકશો બનાવવો, જે આગામી મુસાફરોને માર્ગદર્શક થઈ પડે. તલ્લાસ કરનારાઓ અને અન્વેષકો તો જે જુએ તેની નિત્ય નોંધ રાખે છે અને સારા દ-શ્યોના ફોટા લે છે.

મુસાફરી અને સાઈકલીંગ ઉપરાંત દરીયામાં મછ-વામાં બેસી લાંબે સુધી સફર કરવા જવું.

ઝાડો અને પર્વતોમાં ફરવું તેથી ત્હમારૂં સ્કાઉ-ટીંગનું બધું જ્ઞાન ઉપયોગમાં આવે છે. ત્યાં ગમે તેવી ઝાડીમાંથી રસ્તો કાઢવો પડે તથા જંગલી પ્રા-ણીઓથી સાવધ રહેવું પડે. આવી રીતે પર્વતોમાં ફરતાં ઘણી વખતે રસ્તો ભુલી જવાય છે, ત્હેનું કારણ માત્ર એજ કે ક્ષેત્ર મર્યાદા ચિન્હ નજર બહાર જાય છે આવી વેળાએ ત્હમારે સૂર્યની ગતિ ઉપરથી કે ત્હમારી પાસેના યંત્ર ઉપરથી ખરો રસ્તો ત્હમારે ધ્યાનમાં લાવવો જોઈએ. શત્રુ કે જંગલી પ્રાણીથી સહીસલામતી ઇચ્છતા હો તો ત્હમારે આંખો કરતાં કાન અને નાક ઉપર વધારે આ-ધાર રાખવો પડશે. રેડઈન્ડીયન્સની અંદર જે માણસ માર્ગ શોધી કહાડવામાં કુશળ હોય છે ત્હેને 'પંથશો-ધક' અથવા એવું કોઈ અભિધાન મળે છે. આ અભિ-

ધાન બહુ માનનીય ગણાય છે. તેથી જે કોઈ સ્કાઉટને માર્ગ શોધી કહાડતાં ન આવડે તે સ્કાઉટીંગ માટે નાલાયક છે. કદાચ ત્હમારી પાસે કોમ્પાસ ન હોય તો સૂર્યથી દિવસે અને ચંદ્રથી કે તારાથી રાત્રિએ દિશાઓ જાણી શકાય. સ્કાઉટસને બરાબર તરતાં તથા હોડી હંકારતાં આવડવું જોઇએ. અકસ્માતના વખતમાં નદી તરવામાં અને ડુબતા માણસને ઉગારમાં તે બહુ ઉપયોગી થઈ પડે છે. સ્કાઉટસ ઘણું કરીને પાંચ કે છ જણની ટુકડીઓમાં જાય છે તે આપણે ઉપર જણાવી ગયા છીએ તેઓ ફરતી વખતે સાથે સાથે નહિ રહેતાં છૂટા છૂટા ફરે છે તેથી કોઈ પણ શત્રુ ત્હેમને સાથે લાગા બધાને એકી વખતે પકડી શકવા સમર્થ ન થઇ શકે.

(4)

(5) (1) (2)

(6)

(3)

ઉપર બતાવ્યા પ્રમાણે સાધારણ રીતે મેદાનોમાં કે જંગલોમાં ફરે છે, અને શહેરમાં રસ્તા ઉપર નીચે બતાવ્યા પ્રમાણે ફરે છે

(4)

(5) (1) (2)

(6)

(3)

જો સ્કાઉટ્સ ઘણે દૂર જતા રહ્યા હોય અને સહાય્યની જરૂર હોય તો ત્હેમને સાંકેતિક સંજ્ઞાઓથી સમાચાર મોકલી શકાય છે

સ્કાઉટ્સને વાવટા વતી, દેવતાવતી, ધુમાડાવતી સંદેશો દુરના માણસો અગર સ્કાઉટને પહોચાડતાં શીખવાડવામાં આવે છે. રાત્રે જો કોઇ સ્કાઉટ જંગલ અગર પહાડમાં ભુલો પડયો હોય તો આગ લગાડી આજુબાજુના માણસોને પુરેપુરો સંદેશો મોકલી શકે છે.

મશાલો સળગાવી, બ્યુગલ કે સીસોટી વગાડી ઈપ્સીત સંદેશો કોઈની પણ સમજમાં આવ્યા વિના પોતાની ટુકડીના માણસોને અનામત મોકલે છે..............
લડાઈની અંદર આવા દાખલા ઘણા જોવામાં આવે છે. ઝાડીમાં કે પ્હાડામાં આપણે છૂટા પડયા તો જે રસ્તે જતા હોઇએ ત્યાં દિશા બતાવતી સંજ્ઞા કરવી કે દોડવા. ઘાસને આપણે ગયા હોઈએ તે દિશાભિમુખ વાળવા આવી રીતે એકત્ર થઈ શકાય

પાછળ આવનાર માણસો માટે વ્હેલા જઇ જંગલની અંદર અને ઝાડીમાંથી રસ્તા કરનાર સુજનોને 'પાયોનીયર્સ' યા પહેલ કરનાર કહે છે.

કેમ્પની અંદર સુગમતાથી રહેવા માટે સ્કાઉટે ઝુંપડાં બાંધતા અને છાયાગૃહ બનાવતાં શીખવું.

સૈન્યની અંદર પાયોનીયર્સ બહુ કુશળ માણસો લેખાય છે. યુદ્ધના 'પાયોનીયર્સ' લડાઈ દરમ્યાન સૈન્ય-ની સરળતા ખાતર પુલો તથા રસ્તાઓ તૈયાર કરે છે. શાન્તિના વખતમાં તે લોકો બરાકમાં (barracks) સુતારી લુહારી, ચિત્રનું, કડીઆનું અને પત્થરનું કામ કરે છે. તે લોકો ટોપીઓ, મેજ, ચોપડીઓનાં સ્ટેન્ડ ( stand ) વિ. બનાવવામાં પણ કુશળ હોય છે

ઉંચાઇ નીચાઇનો તરસાળો:—

દરેક સ્કાઉટને એક ઈંચથી માંડી માઇલ સુધીનું અંતર અન્દાજથી કહાડતાં આવડવું જોઇએ. ત્હમારી વેંતની લંબાઇ ત્હમારા અંગુઠાની જાડાઈ ત્હમારા પ્રકો-ષ્ઠની લંબાઈ વિગેરેનું બરાબર માપ જાણવું. એ જ્ઞાન દરેક ઠેકાણે કામ લાગે છે. બીજું તેવી ટેકરીની ઉંચાઇ, ખીણ કે ખાઈની ઉંડાઈ ઈત્યાદિ જાણવું જોઈએ.

કેમ્પ ઠોકવા જગાની પસંદગી.

જ્યાં પાણીની તંગી ન હોય, જ્યાં વરસાદ કે વાવં-ટોળીયું હાનિ ન કરી શકે, જ્યાં શીયાળાની સખત તાઢમાં સૂકાં પાનાં તથા ઘાસ વિ. સળગાવવા મળે એવી સુવ્ય-સ્થિત જગામાં કેમ્પ બાંધવો.

## કેમ્પ રસાલો.

ટોપલી, લેન્ટર્ન, મીણબત્તી, દીવાસળીની પેટી, પતરાંના ડબા, કોદાળી, વાવટો વિગેરે જરૂરીઆતી વસ્તુઓ કેમ્પની પાસે નદી કે વ્હેળો હોય તો સારામાં સારા સારા ભાગમાંથી પીવાનું પાણી લાવવું અને ન્હાવા ધોવાનું પાણી લાવવાનો જગાથી દૂર-મુખ તરફથી લાવવું પાણી ઘણું સાફ રાખવું. કારણ પીવાના પાણીની બેદરકારીથી માંદા પડવાનો સંભવ રહે છે.

---

## સ્કાઉટની પથારીઓ.

શરદીના સમયમાં જમીન ઉપર સુઈ ન રહેવું એકાદ હાંસો કે શેત્રુંજી પાથરી સુઈ રહેવું. આ સાધન પાસે ન હોય તો ઘાસ અને પરાળની હુંફાળી જગામાં સુવું. બીજી મોસમોમાં બ્હાર ખુલ્લામાં સુવાથી હાનિ નથી.

હરેક સ્કાઉટે પોતાની રસોઇ હાથે તૈયાર કરતાં શીખવું. વાસણો પૂરતાં ન હોય તો પણ ચલાવી લેવું.

એક વસ્તુ ખાસ યાદ રાખવાની છે કે જો કદાચ ત્હમે માંદા પડો તો સ્કાઉટીંગ માટે નાલાયક બનો છો અને બીજાને બોજારૂપ થઇ પડો છો. આ માંદગીનું કારણ પણ ત્હમે છો. કદી ત્હમે ભીનાં લુગડાં જલદીથી બદલતા

ન હો યા ત્હમે ચોકખુ પાણી પીતા નહિ હોય ખોરાક લેતી વખતે માંખોથી સાવધ રહેવું. કારણુ માંખો ખરાબ જગા પર બેસી આપણી ખાવાની ચીજ ઉપર બેસે છે અને પોતાના પગપર ચોંટાડેલી ઝેરી અને ગંદી રજ ખોરાકની અંદર મૂકો છો. આથી રોગ ઉત્પન્ન થાય છે માટે જેમ બને તેમ ચોખાવટ રાખવી કે જેથી માંખો પેદા થવા પામે નહિ. તળાવનું પાણી કદી પણ પીવાના ઉપયોગમાં ન લેવું; પરન્તુ તળાવથી પંદર ફીટ દૂર પાંચ છ હાથ ઉંડો ખાડો ખોદવો ત્યાં નિઝંરી આવતું પાણી સ્વચ્છ હશે.

કેમ્પમાં રહેતા દરેકને સાથી સાથે સમભાવ અને સહિષ્ણુતા રાખવી અને દરેકને મદદ કરવી જેથી મિત્રતાની ગાંઠ બહુ સજડ બંધાય છે.

કેમ્પ ઉપાડીને જતી વખતે કેમ્પની જગા બરાબર સાફ કરવી અને કાંઇ પણ નામ નિશાન ન જણાય એવી કરવી; નહિ તો પાછળથી શત્રુઓ આવે અને નિશાનીથી ત્હમારી બધી પરિસ્થિતિની બાતમી મેળવી શકે. કેમ્પ બાંધતી વખતે જે ખેડુતની અથવા જમીનદારની જમીન હોય ત્હેને પુછી કેમ્પ બાંધવો અને તે ઉપકાર બદલ ત્હેમને કાંઈ આર્થિક વા આંગિક મદદ કરવી જેવી કે ત્હેમની વાડો સમારવી છીડાં પુરી આપવાં ત્હેમનાં ઢોર ચરાવવાં વિ. વિ.

પાછાં વળતી વખતે નીચેના મુદ્દાપણ ખાસ ધ્યાનમાં રાખવા.

૧ દરવાજા, છીંડાં વિ. બંધ કરવાં.

૨ ત્હેમનાં પ્રાણીઓને કનડગત ન આપવી.

૩ ત્હેમનાં ઝાડપાનાદિનો નાશ ન કરવો.

ત્હમારે બળતણ જોઇએ તે પણ ત્હેમને પુછયા વિના લેવુ નહિ.

૪ અને છેલ્લું ત્હમને ઉપકાર કર્યો તે બદલ ત્હેમનો આભાર માનવા ભુલવું નહિ.

---

## સંજ્ઞાવિલોકન.

સ્કાઉટસ દરેક શોધ કે પત્તાની અંદર 'સંજ્ઞા" શબ્દ વાપરે છે. એક વખત એક ચિત્તો એક કાળીયારને મારી કોઇ જંગલના ખુણામાં લઇ ગયો. પગલાં પારખી ચિત્તો કયાં ગયો છે એ તપાસ કરવા માંડી પરન્તુ એક મ્હોટા પત્થરના કટકા ઉપર થઇ જતાં ચિત્તાનાં પગલાં માલુમ ન પડયાં ત્યારે એ પત્થર ઉપર ભીનો હાથ ફરી ફેરવ્યો; તો કાળીયારના વાળ હાથે ચોંટયા. આ ઉપરથી ચિત્તો શિકારને એ પ્હાડની બખોલમાં લઇ ગયો છે એ નક્કી થયું. આ 'વાળને' એ લોકો ચંદ્ગુપ યાને સંજ્ઞા કહે

છે. આવી રીતે હરેક સ્કાઉટે બહુજ બારીક અવલોકન શક્તિ ખીલવવી. જો ત્હમે કોઇ મ્હોટેરા ને અનુભવી સ્કાઉટ જોડે ફરતા હશો તો ત્હમને માલુમ પડશે કે એ સ્વત: ચારે બાજુ બારીકીથી નજર ઉત્સુકતાથી કરતો હશે આવી એમની ખાસીયત જ હોય છે.

હરેક સ્કાઉટે અકસ્માત સમયે કામ આવે તે સારૂ પાસેમાં પાસેની રસાયણીની દુકાન, પોલીસગેટ, દવાખાનું વિગેરે જાણી લેવું.

આગગાડીમાં કે ટ્રામમાં મુસાફરી કરતી વેળાએ ત્હમારી આજુબાજુના માણસોનો પોષાક, રીતભાત વિગેરે ધ્યાનમાં રાખવાં. વિવિધ માણસોના વિચાર અને ચારિત્ર્ય જાણવાથી વ્હેપારમાં બહુ સુગમતા પડે છે.

મુખારવિંદ ઉપરથી અને પોષાક ઉપરથી માણસનું ચારિત્ર્ય જાણી શકાય છે. ધાંધલીઓ માણસ હાથના ચાળા કરતો અને ઘમંડથી ચાલતો હશે. ભપકાબંધ અને મરોડમાં કોઇ ઉખડેલો ચાલતો હશે અને નામર્દ અને બાયલો સ્ત્રીની ચાલે ચાલશે, માંદો અને અશક્ત ખભા વાંકાવાળી ધીમે ધીમે પગલાં ભરશે.

બીજું કોઈ વખત મુડદાને પ્હેલવ્હેલું ત્હમારા જો-વામાં આવે તો ત્હમારે ત્હેના શરીરપરની બધી નિશા-નીઓ આજુબાજુની પરિસ્થિતિ વિગેરે જોઈ લેવું. તપાસ

કરવામાં જેથી બહુ કામ લાગે. ગામડાંઓમાં ફરતી વખતે જમીનની નીશાનીઓ જેવી કે ટેકરી દેવડી વિ. ધ્યાનમાં રાખવી જેથી ભુલા પડવાનો સંભવ રહે નહિ. ઝીણી ઝીણી નિશાનીઓ જોવાની પણ ચુકવી નહિ. પક્ષીઓ ટોળે મળી ઝડપથી ઉડતાં હોય તો ધારવું કે કોઈ પારધી કે પ્રાણી દૂર છે. રસ્તામાં દૂર ધૂળ ઉડતી હોય તો જાણવું કે કોઈ માણસ કે વાહન રસ્તા ઉપર ફરે છે. માણસનાં પગલાં ત્હેના આકાર અને લંબાઇ પ્હોળાઈથી ઓળખતાં શીખવાં. આથી ત્હમારી મુસાફરી બહુ રસપ્રદ અને આનંદદાયી બનશે.

---

## છુપાઇ રહેવાની વિદ્યા.

જ્યારે ત્હમારે હિંસક પ્રાણીઓને શોધવાં હોય ત્યારે તે સુંઘી અથવા જોઈ ન શકે એવી રીતે જમીન સરસુ-પેટે ચાલી ધીમે ધીમે પાસે જવું. લડાઈનો સ્કાઉટ પણ શત્રુને સંતાતો સંતાતો અથવા પહેરવેશ બદલીને શોધે છે. જે કોઇ ગુન્હેગાર છે તે શઠ હોઈ સાવચેત રહે છે, બીન ગુન્હેગાર બીચારો અસાવધ રહે છે આ વખતે તે સ્કાઉટ ખાસ ધ્યાન આપીને ગુન્હેગાર અને બીનગુન્હેગાર કોણ એનો સત્યાસત્યનો વિચાર ન કરે તો બીન ગુન્હેગાર માર્યો જાય શઠ ચેતી જાય એવી રીતે

ત્હેમારે ત્હેની તરફ ટગર ટગર જોઈ ન રહેવું. પરન્તુ એકાદ વખત ઉપર ચોટી નજર કરી ત્હેની પાછળ ધીમે ધીમે જવું. પાછળથી જેટલું જાણી શકાય તેટલું સામે મોઢે આવી ન જણાય.

રાત્રે ઘણું કરી નીચી જમીનમાં કે ખાઈમાં રહેવું જેથી કરીને ઉંચે રહેલા શત્રુઓને બરાબર નીરખી શકાય.

રેડ ઈન્ડીયન સ્કાઉટસ જ્યારે શત્રુના કેમ્પની તપાસ કરે ત્યારે શીયાળવાનું ચામડું ઓઢી બે હાથ અને બે પગ–ચાર પગે થઈ ચાલે અને આખી રાત કેમ્પ પાછળ ફર્યા કરે છે.

સ્કાઉટીંગની અંદર શીકારને પણ સારૂ સ્થાન છે. પ્રાણી મારવાં કે પજવવાં નહિ પરન્તુ ત્હેમની હીલચાલ અને ટેવ શીખવી બહુ રસિક છે. જેમ જેમ ગેમના સંગમાં વધારે ને વધારે આવીએ છીએ તેમ તેમ જગન્નીયન્તાની પ્રભુતાની આપણને ઝાંખી થાય છે.

શીકારની અંદર પ્રાણીને ગોળી બાર કરવાં એના કરતાં હિંસક પ્રાણીઓથી પોતાનું રક્ષણ કરવું એ વધારે સાહસિક છે.

કોઈ પણ સ્કાઉટે જરૂરના કામ સિવાય કોઈ પ્રાણીને મારવાં નહિ. જંગલની અંદર શિકાર કરવા જતા પહેલાં ઘેર થોડાં પ્રાણી રાખી ત્હેમના વિષે સર્વ માહીતી

મેળવવી. દરેક સ્કાઉટે પાળેલાં પ્રાણીઓની માવજત કરતાં શીખવું.

શહેરમાં વસતા સ્કાઉટ સ્કાઉટ કરતાં ગ્રામ્યજીવન ગાળનાર સ્કાઉટને પ્રાણીઓ વિષે વધારે જાણવાનું મળે.

ઝાડો વિષે પણ સ્કાઉટે જાણવું જોઇએ. છોડવા અથવા મૂળીયાં ઓળખવાથી ભૂખે મરવાનો સંભવ રહે નહિ.

"મર્યા સિવાય હું મરૂં છું" એવું કોઇ દિવસ સ્કાઉટે ન કહેવું આ મરણાન્ત નીડરતા અને સહનશીલતા એજ એમનો જીવનાદર્શ હોવો જોઇએ.

કસરતની બાબતમાં ઘણા લોકો અજ્ઞાત છે, મ્હોટા મ્હોટા મસલ્સ-સ્નાયુઓ ફુલાવવા એમાંજ સકળ વ્યાયામોમનો પાયો અને આરામ સમજે છે, અને શારીરિક નીરામયતા પ્રાપ્ત થઈ એવું માને છે. એ માનવું ભૂલભરેલું છે. આંતરમલીનતાને દૂર કરવી, લોહીનું બરાબર હલનચલન અને હૃદયનું બરાબર ધબકારવું એ સઘળું ખાસ કરી ધ્યાનમાં રાખવું. આજ બધી કસરતનું તારતમ્ય છે. નિયમસર કસરત, ખુલ્લી હવામાં ફરવું, બાહ્ય અને આંતર શુદ્ધિ શરીર અને મગજને આરામ વિ. પર શરીરની આરોગ્યતાનો આધાર છે. આ બાબતમાં જાપાનીઝ લોકોનો દાખલો લેવા જેવો છે. એ લોકોનું બળ રૂશીયા સાથેના યુદ્ધમાં દેખાઈ આવ્યું છે. કસરત કરવામાં, મિત-

હાર—પથ્યાહાર લેવામાં એઓ બહુજ નિયમસર હોય છે ખરેખર 'They are the best example that we can copy.

મજબૂત, નીરોગી અને ચકોર થવા નીચેનાં તત્વો બરાબર પાળવાં.

સ્હવારે ઉઠીને અને સૂતી વખતે નિયમસર પંદર મીનીટ ઘરમાં થઈ શકે એવી કસરત કરવી. ખુલ્લા મેદાનમાં કરો તો એ ઘણું ઉત્તમ છે પણ તેમ ન બને તો ખુલ્લી હવા આવતી હોય એવી બારી પાસે કરવી, નાકેથી શ્વાસ લેવો અને મ્હોંથી કાઢવો.

જંગલમાં યા ગામડામાં ફરતાં ડાકટર કે વૈદ્ય કદાચ હાથ લાગે નહિ માટે થોડુ ઘર વૈદું ત્હમારે જાણવું જોઈએ.

શરીરને બહુજ સાફ રાખવું. દિવસમાં બે ત્રણ વખત ન્હાવું. જાપાનીસ લોકો તો કહે છે કે કસરત કર્યા પછી થોડે વખતે ન ન્હાઇએ તો કસરતની અડધી અસર નષ્ટપ્રાય થાય છે. બાહ્ય શુદ્ધતાથી લોહીના અને અભ્યંતર દરેક શુદ્ધતા પ્રાપ્ત થાય છે.

સ્કાઉટે કોઈ દિવસ બીડી ગાંજો પીવો ન જોઇએ. સ્કાઉટીંગને માટે ખાસ જરૂરની એવી ઘ્રાણેન્દ્રિય અને આંખો બગડે છે અને આખરે ત્હેને માટે નાલાયક બને છે.

—⁂—

# ઇન્દ્રિયનિગ્રહ અને બ્રહ્મચર્ય.

બીડી પીવી કે ખરાબ પીણું પીવાં એ કેટલાકનેજ હલચાવે છે પરન્તુ કામવાસના માણસના જીવનમાં અમુક સમયે બહુ ઉગ્રતાથી વધે છે. દરેકમાં એ ઉદ્ભવે છે પણ ઇન્દ્રિયને કબજે રાખી એવી કુટેવોમાંથી અટકવું. આવી કુટેવ બધા કરતાં હાનિકારક વધારે છે. માણસોને નામર્દ અને પાયમાલ કરી નાંખે છે. એમાંથી બચવાને થોડાંક સાધનો હું ત્હમને ગણાવું! ધારવા પ્રમાણે તે ઉપયોગી થશે.

(૧) ખરાબ, શૃંગારિક નવલકથાઓ વાંચવી નહિ.

(૨) કામાદિક પેદા કરે એવાં ચિત્રો જોવાં નહિ.

(૩) સ્રીઓ તરફ વિકારી દૃષ્ટિ કરવી નહિ.

(૪) કેટલીક વખત ભારે ખોરાક લેવાથી અજીરણ થાય છે અને અજીરણ થયાથી આપણી વૃત્તિઓ સ્થુળને જડ બની જાય છે. માટે ભારે અને અપથ્ય ખોરાક ખાવો નહિ. માત્ર સાત્વિક ખોરાકજ લેવા.

(૫) રાત્રે બહુ કામળાવાળી હુંફાળી પથારીમાં અથવા ઉંધા સુવાથી ખરાબ સ્વપ્ન આવે છે અને તેથી અજીરણ થવાનો સંભવ છે માટે ત્હેવા વૈભવ દૂર કરવા.

(૬) સારાં ધાર્મિક ને બોધદાયી પુસ્તકો વાંચવાં. કોઈ વખતે એવી વાસના થઈ આવે તો હિંગુળ

આત્મબળથી ત્હેને સમાવવી. એક બે વખત આવી ટેવ પાડયાથી સરળ થશે.

એક બ્રીટીશ સેનાપતિ લખે છે કે ' આપણું જીવન એક મ્હોટા ઓરડાની અંદર છત આગળ ઉડતી ચકલી જેવું છે. તે ઓરડાની અંદર સળગતી સગડી છે અને એનો પ્રકાશ સારા ઓરડાની અંદર પ્રસરેલ છે. બહાર બધે અંધકાર છવાયો છે. ચકલી કયાંથી આવે છે તે કોઇને ખબર નથી પન્તુ આવે છે અને આવીને ટુંક સમય હુંફાળા અને જવાજલ્યમાન ઓરડાની અંદર ભમે છે અને પાછી અંધકારની અંદર વિલીન થઈ જાય છે. પરન્તુ જો આપણે પ્રભુ પ્રત્યેની ફરજ અદા કરીએ તો આપણી પર જીવન ભૂમિકા અંધકારમય મટી પ્રકાશીત થશે, ખરેખર આ યથાર્થજ છે.

દરેક સ્કાઉટે સ્વધર્મ બરાબર પાળવો અને નિત્યકર્મ અવિલંબે કરવું. પ્રભુમાં પરમ પ્રેમ રાખવો અને ત્હેની સરજેલી સારી આલમને ચાહવી ત્હમારાથી કાંઈ પણ સત્કાર્ય થાય અથવા ત્હમારો કંઇ પણ વિજય થાય તો તે પ્રભુનો અનુગ્રહજ માનવો અને વારંવાર તે માટે ત્હેની સ્તુતિ કરવી.

દરેક શૂરવીર પૈસા વગરનો પણ સદ્‌ગૃહસ્થ છે. ચાહોમ કરી અન્યને સહાય કરે છે. ઓળખાણવાળા

માણુસનેજ નહિ પરન્તુ અજાણ્યા માણસને પણ સ્કાઉટસ મદદ કરે છે. સ્કાઉટની પહેલી ફરજ સ્ત્રીઓ ન્હાનાં બચ્ચાં ને ડોસાઓને સહાય કરવાની છે. સ્કાઉટને પરણવાની મરજી ન હોય તો કોઇ સ્ત્રી સાથે સબંધ વા પ્રેમ ન બાંધવો સ્ત્રી પુત્રાદિનું ભરણ પોષણ કરવાની શક્તિ ન હોય તો પરણવું નહિ. દરેક સ્કાઉટનો સ્વભાવ શાન્ત અને આનન્દી હોવો જોઇએ. કદી પણ ગુસ્સાના આવેશમાં આવી ઉદ્ધત કામ કરવું નહિ અને અશ્લીલ ભાષા વાપરવી નહિ.

કરકસરથી રહેવું ઘોડાની સરતો કે ફુટ બોલની મેચોમાં—સટ્ટામાં પૈસા બરબાદ કરવા નહિ. સ્કાઉટ જ્યારે ઘરડો અને કામ કરવા નાલાયક બને છે ત્યારે સંઘરેલા પૈસા કામ લાગે છે. પછીથી ત્હેને ભીખ માગીને કે પૈસા ઉઘરાવી ગુજરાન ચલાવા દેવામાં આવતો નથી.

---

## ‘ આગળ ધપો ’

કોઇ સંકટ ત્હમારી સમક્ષ આવી ઉભે તો હસો અને એ હાસથીજ એ સરલ બનશે યાદ રાખજો કે ગમે તેવા દુ:સાધ્ય કામને જ્યારે ત્હમે નજીવુ ગણી હસી કાઢો છો ત્યારે ત્હેમાંથી કોઈ અલૌકિક રીતેજ વસતી દુર્ઘટતા અગોચર થાય છે અને છેવટ સુસાધ્ય બને છે. માણુસ ભૂલને આધીન છે. ભૂલ થાય તો શરમિન્દા ન

બનવું. નેપોલીયન કહે તો કે કોઇ પણ માણસ પૃથ્વી ઉપર એવો નહિ હોય કે જેના જીવનમાં ભૂલ ન થઇ હોય.

જીવ રક્ષા યાને અકસ્માત વખતે સમયસૂચકતા.

આપણું જીવન અકસ્માતથી ભરેલું છે. ગમે ત્યારે અને ગમે ત સ્થળે આપણે વિપત્તિથી ઘેરાઈ જઇએ. સ્કાઉટે આવા સમયે સમયસુચકતા વાપરી બીજાને મદદ કરવી દરેક સ્કાઉટે ધ્યાનમાં રાખવું કે ' શો અકસ્માત બનવા વકી છે ' અને કદાચ બને તો ' મ્હારૂં શું કર્તવ્ય છે, સર્વ કરતાં સ્કાઉટે બીજાની મદદે પ્રથમ જવું જોઇએ.

દાખલા તરીકે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ગાડી આવતી હોય તે વખતે કોઈ માણસ ઓચિંતો નીચે પડયો તો ત્હમારે ઘુમરાણ કર્યા સિવાય પાછળ ઝટ પડવું અને ત્હેને નિમિષમાં પાટાથી દૂર લઈ જવો અથવા ત્હમે બન્નેએ પાટાની વચ્ચે ચિતાપાટ સુઈ જવું બીજા લોકો આ વખતે મૂઢ જેવા કાંઇ પણ કરી શકશે નહિ. અકસ્માત ઘણી જાતના છે.

હેબક—ઘણા લોક હેબકથી મરણ પામે છે.

આગ—આગ લાગી હોય ત્યારે ઘરનાં માણસોને ખબર આપવી, પાસેના પોલીસોને બંદોબસ્ત રાખવા બોલાવવા તથા પાણીની ટાંકીઓ માટે માણસોને મોકલવા વિગેરે કામ બહુ ત્વરાથી કરવાં.

આગ લાગી હોય તે મકાનમાંથી માણુસ તથા ઢોરાં કેવી રીતે બચાવવાં તે સ્કાઉટસ જાણે છે. મેડાપરથી માણુસોને કેવી રીતે ઉતારવાં તથા માંદા માણુસ અગર મુર્છા વસ માણુસને જમીન ઉપર કેવી રીતે ઘસડી બહાર લાવવાં વિ. તે જાણે છે.

આગ લાગેલા મકાનમાં સ્કાઉટસ પોતાના મોઢા પર ભીનો રૂમાલ નાંખી જમીન ઉપર હાથ અને પગ ચારે વતી ચાલે છે. કારણ ધુમાડો હંમેશા ઉંચી બાજુ જાય છે. આ પ્રમાણે આવવાથી ધુમાડાથી અકાળાઈ જવાતું નથી અને અંદર રહેલા માણુસોને બચાવી શકાય છે.

ડુબતા માણુસને બચાવવો—દરેક સ્કાઉટને તરતાં આવડવું જોઈએ ડુબતા માણુસને કહાડતાં બહુ સાવધ રહેવું ડુબતો માણુસ પોતાનો જીવ બચાવવા બહુ તરફડીયાં મારે છે અને આવનાર માણુસને પકડી લે છે માટે ધ્યાનમાં રાખવું કે ડુબતો માણુસ આપણને બાઝી પડે નહિ પરન્તુ આપણે અને સાવચેતીથી પકડી લેવો લોકો માને છે કે ડુબતો માણુસ ત્રણ વખત ઉપર આવે છે અને છેવટે કંઇ પણ સાધન ન મળતાં ડુબે છે પરન્તુ એ અસત્ય ને જુઠાણું છે. કેટલીક વખત માણુસ પડયો એવોજ સીધો નીચે ઉતરી પડે છે. ડુબતા માણુસને બચાવવાની પ્રેકટીસ સ્કાઉટે પહેલાં પોતાની ટુકડીના માણુસ સાથે શીખવી.

## પ્રાથમિક મદદ ( First Aid )

આ વિષય બહુ વિશાળ છે તેથી અહીં વિગત વાર લંબાણથી ચર્ચવો અશકય છે.

ઘાયલ માણસની સાથે ત્હમે એકલા હો તો 'First Aid' માં શીખ્યા પ્રમાણે ત્હમારે એને ઉપચાર કરવા ભળા અને છાતીનાં કપડાં ઢીલાં કરવાં બેભાન અવસ્થામાં પડયો હોય તો પાસેની જગાએ 'સંજ્ઞા' માટે તપાસ કરવી દરદીને જેમ બને તેમ શાન્ત રાખવો જરૂર વગર ત્હેને હલાવવો નહિ અને 'શું થયું ?' 'કયારે વાગ્યું ?' વિગેરે પ્રશ્નોથી ત્હેને કંટાળવો નહિ.

ડુબતા માણસને પાણીમાથી કાઢયા પછી શ્વાસોશ્વાસ ક્રિયા કરવી. ત્હેની બે ત્રણ રીત છે.................

બળતા માણસનાં લૂગડા કાઢી નાખવાં ( ચપ્પાથી કે કાતરથી ) દાઝેલી જગાને પવનમાં ઉઘાડી નહિ રાખતાં ચોક અથવા કાગળ દબાવવા દરદીને હુંફાળો રાખવો અને ગરમ ચ્હા આપવી.

હાડકું ભાગવું અથવા વળી જવું-સોજો આવવાથી કે દુખાવો થવાથી હાડકુ ભાગ્યું છે કે વળ્યું છે તે જાણી શકાય. વળી ગયેલું અંગ જરા પણ હલાવવું નહિ જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંજ રાખવું; અને પાટો બાંધી

લેવો ભાગેલા અંગને ટેકા વડે બાંધવો, છત્રી પાટીયું કે વર્તમાનપત્રનાં પાનાં ટેકાની ગરજ સારે છે.

લોહી નીકળવું:—જ્યાંથી લોહી નીકળતું હોય તે જગા અને હૃદય એ બે વચ્ચે આંગળી મૂકી સખત દબાવવું જેથી ઘા વાટે હૃદયનું લોહી જતુ ન રહે. શરીરની અંદર ધોરી નસો જે ઠેકાણે મળે છે ત્યાં અમુક Blood points બિન્દુઓ હોય છે. જ્યાં ઘા થયો હોય ત્યાં પાસેના હૃદય તરફના બિન્દુ ( શોધી કહાડી ) ઉપર હાથની આંગળી દબાવવી ઘવાયેલો ભાગ ઉંચાણમાં રાખવો.

કાનમાંથી લોહી નીકળવું અને બેભાન થવું એ ખોપરીને નુકસાન થયાનું સુચક છે. તે વખતે દરદીને હલવવો નહિ. સવાલ પણ પુછવા નહિ બરફ કે ઠંડુ પાણી પીવા આપવું ડાક્તરને તુરત બોલાવા મોકલવું.

કોઇએ ઝેર લીધું હોય તો ઝેર મટી જાય એવી ઔષધ આપવી દરદીને ઘેન આવતું હોય તો પણ ભુલે ચુકે ઉંઘવા દેવો નહિ, નહિ તો ઝેર બધું શરીરમાં વ્યાપી જાય છે. દુધ કે ચ્હા આપવી.

ઝેર પીધું હોય તેને પાણી સહેજ ગરમ અગર મીઠાવાળુ પાણી ટમલર ભરી પીવા આપવુ અને ઉલટી ન થાય તો ફરીથી આપવાનું શરૂ કરવું અને જ્યારે પુષ્કળ ઉલટી થાય ત્યારે બંધ રાખવું.

હડકાએલું કુતરૂં કરડેલું હોય ત્યારે—જે જગાએ કુતરૂં કરડયું હોય તે જગ્યા અને હૃદયની બેની વચ્ચે કરડેલા ભાગની નજીકથી એક દોરી જોરથી બાંધવી જેથી ઝેર પ્રસરવા પામે નહિ અને કરડેલો ભાગ ઉના પાણીથી ધોવો. જેથી લોહી બહાર નીકળી જાય. પછી જો ડાકટર ન હોય તો લોઢું ઉનું કરી તે ભાગપર ચાંપવું.

સાપ કરડયો હોય તો પણ ઉપર પ્રમાણે ક્રીયા કરવી. જંતુઓના ડંખ ઉપર ભીની માટી અગર મીઠું ચોપડવું.

ઇલેક્ટ્રીક આચકો—જે માણસને ઇલેટ્રીકનો આચકો લાગ્યો હોય તેને છોડાવવાની વખત લાકડા ઉપર ઉભા રહી અગર સુકાં લુગડાં ઉપર ઉભા રહી છોડવો ? પછી તેનાં કપડાં ઢીલાં કરી છાતી, ગળા માથા અને બરડા ઉપર ઠંડુ પાણી છાંટવું.

દરેક સ્કાઉટે દરદીને ઉપાડી જવા ઝોળી બનાવતાં શીખવી પાસે બીજું સાધન ન હોય તો પોતાનો કોટ, ખમીસ, વિગેરે તુરત ઉપયોગમાં લેવાં.

સ્કાઉટીંગ વિષે આટલું લખી હવે ઉપસંહાર કરીશું.



## ટુકડીના આગેવાનોને બે બોલ.

ત્હમારે ત્હમારી જાતે ત્હમારી ટુકડીઓને કવાયત આપવી ત્હમારી ટુકડીમાં બે ચાર હુંશીયાર છોકરાઓને

તૈયાર કરવા નહિ પરન્તુ આખી ટુકડીને બરાબર કેળવવી એક અગત્યની સુચના છે કે જો ત્હમારે ત્હમારી ટુકડી બહુ સારી બનાવવી હોય તો ત્હમે જાતે કામ કરો અને ત્હમારો દાખલો લઇ ત્હમારો છોકરાઓ ત્હમને અનુસરશે ત્હમારે છોકરાઓને બતાવવું જોઇએ કે ત્હમે ત્હમારા સ્કાઉટ માસ્ટરનો હુકમ ગમે ત્યારે ગમે તેવી અટપટી પરિસ્થિતિમાં પણ વિલંબ સિવાય માથે ચઢાવો છો. ત્હેમને જણાવવું કે સારૂં કામ કરનારને ઇનામ વિગેરે મળશે આવી રીતે છોકરાઓનો ઉત્સાહ વધારવો ત્હમારા હુકમને માન્ય કરે એવા વિનીત અને આજ્ઞાંકિત બનાવવા પરન્તુ ધ્યાનમાં રાખવું કે 'you must give them your lead and not the push.' ત્હમારી આગેવાનીની ફરજ નમ્રતાથી અલંકિત હોવી જોઇએ-ચિરજોરી કે કડકતા વાપરવી નહિ.

બાળચારે આસજનોને સુખ આપવું જોઇએ એટલુંજ નહિ પણ તેને સુપ્રત થયેલું કામ પ્રમાણીકપણે શુદ્ધ બુદ્ધિથી અને કોઇ પણ જાતના બદલાની ઇચ્છા રાખ્યા સીવાય કરવું જોઇએ. રોગી તથા જખમી મનુષ્યોની તેણે સારવાર કરવી જોઇએ અને દવાખાના વિગેરે સુરક્ષિત સ્થળે પહોંચાડવાં જોઇએ. વળી કોઇ સાર્વજનિક સમારંભ વખતે તેણે સ્વયંસેવક તરીકે કામ કરવું જોઇએ.

આ સંસ્થા તેના ચારોમાં ભવ્ય તથા ઉદાત્ત લોક

સેવા કરવાનો ભાવ ઉત્પન્ન કરે છે અને તેથી તેના ચારો હંમેશને માટે સુકૃત્ય કરવાને તત્પર છે.

બાલ સેનાના યુવકોને પણ હું જણાવું છું કે જો ત્હમારે સારા સ્કાઉટસ નીવડવું હોય ત્હમારા દેશની આબાદાનીની તીવ્રાભિલાષ હોય અને ભિન્ન ભિન્ન દેશો વચ્ચેના કલહઅંતર ટાળવા અભીચ્છા હોય તો ત્હમારી સેનાના અગ્રોની બરાબર આજ્ઞા પાળવી શું કામ! શા સારૂ! ઇત્યાદિ સવાલોજ કોઈ દિવસ ઉઠાવવા નહિ.

બીજા દેશોના સ્કાઉટસ જોડે સ્કાઉટીંગની રૂએ આપણે મિત્રતા થાય છે અને જયારે રાષ્ટ્રિય ઝગડા ઉભા થાય ત્યારે આપણે એકદમ લડાઈમાં ન ઉતરતાં આપણા તે દેશોના સ્કાઉટમિત્રો દ્વારા શાન્તિથી કોલકરાર કરી લડાઈ દૂર કરી લાખો માણસોનાં લોહી રેડાતાં અટકાવી શકીએ છીએ,

ઇતિશમ્.